# दीलचमन गायन.

સરવે સોખીલા સજનોને વાસ્તે,

છપાવી પ્રસિદ્ધ કરનાર,


## બુકસેલર. મોતીલાલ કાળીદાસ.

તથા

## ચીમનલાલ નરસીદાસ.





## अमदावादमां

મામાની હવેલીમધે યુનાઇટેડ પ્રિંટિંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ હીરાચંદે છાપ્યું

સંવત ૧૯૨૯. સન ૧૮૭૩.

# અનુક્રમણિકા.

# ગુજરી*

કે કાબુલમે બાદશાહ ચઢે ને સારો દીલ્લીકા દીવાનરે.
કે બાદશાહરે ઉતરે બાગમે મેં ક્યા મસ દેખન જાઊંરે.
કે હાથમેરે લેઉ લાલ માટલી કંદોયણ હોકે જાઊંરે.
કે બાદશાહરે ઉતરે બાગમે મેં ક્યા મસ દેખન જાઊંરે.
કે હાથમેરે લેઉ લાલ બેડલું પનીહારણ હોકે જાઊંરે.
કે બાદશાહરે ઉતરે બાગમે મે ક્યા મસ દેખન જાઊંરે.
કે હાથમેરે લેઉ લાલ લાકડી ગોવાલણ હોકે જાઊંરે.
કે બાદશાહરે ઉતરે બાગમે મેં ક્યા મસ દેખન જાઊંરે.
કે હાથમેરે લેઉ ફુલ છાબડી મેં માલણ હોકે જાઊંરે.
કે ફુલ ફગરનો ઘાઘરો ને સાળુડે કસબી કોરરે,
કે કલ્લાંરે કાંબી અણુવટ બીછુંવા ઝાંઝરંનો ઝમકારરે.
કે હાથે બાજુબંધ બેરખા ને એની દશે આંગળીએ વેઢરે.
કે કાને ફળાફુલ શોભતાં ને એને કાને ઝબુકે ઝાલરે.
કે કોટે તે પાટીયાં શોભતાં એને કંઠે એકાવળહારરે.
કે લીલા રે જગનું કાપડુંરે એને જગમોતીનો હારરે.
કે નાકે તે વાળી શોભતી એને ટીલડી તપે લલાટરે,
કે બાલે બાલ મોતી પરોવ્યાં જાણે ઉગ્યો સુરજ ભાણરે.
કે છોટી મટકીમાં દહી જમાયો દુધ લીયો મણ ચારરે.
કે ચલી ગુજરીયાં દહી બેચનકુ ચલી બાદશાહકે દરબારરે.
કે અપર લ્યો કોઈ મધ્યર લ્યો કોઇ લ્યોને મીઠડાં દુધરે.

કે સાસુરે કેવે સુણો બવરીયાં લશ્કરમે મત જાવરે.
કે દીલ્લી શેહેરકા બાદશાહ તુજે રએ ગોખલમાંહરે.
કે સાસુનાં વારચાં ના કરે વહુ મહી વેચવાને જાયરે.
કે હાટે મોહ્યા હાટ વાણીયા ને ચોરે મોહ્યા ચોબદારરે.
કે જે દેએસો મોહી રહ્યા ને બાદશાહરે સરખા મોહ્યરે.
કે ચલી ગુજરીયાં મહી બેચનકું બેઠી લાલ બજારરે.
કે શીપાઈ બીચારા ચાંડીલગાઈ જીવ જાન હુવા હેરાનરે.
કે અપને લશકરમે એસી મહીયારીને એસા ન કોઇકા દુધરે,
કે બાદશાહકુતો ખબર હુઇને ગુજરી દેખન આયરે.
કે અલીયાંરે ગલીયાં કયા ફીરના ગોરી પેઠો પડદામાંહરે.
કે પડદેમે બેઠી મોજ કરો ગોરી ચાવો નાગરપાનરે.
કે અલીયાંરે ગલીયાં બોહોત ભલી તેરે પડદેકું લગાદઉ આગરે.
કે હિંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો હમારી બાતરે.
કે કાથ કથીરમાં કયા પેહેરના ગોરી પેનો સોના શેરરે.
કે કાથ કથીર મેરે બોત ભલી તેરે સોનેં લગાદઉ આગરે.
કે હિંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો હમારી બાતરે.
કે કાળી કામળમે કયા ઓઢણા ગોરી પેહેરો દક્ષણી ચીરરે.
કે કાળી કામળ મેરે બોહોત ભલી તેરે ચીરકું લગાદેઉ આગરે.
કે હિંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો હમારી બાતરે.

કે ઘસ છાંશમે કયા ખાના ગોરો ખાવને નાન પલાવરે.
કે નાન પલાવમે કયા ખાના મેરા હિંદુકા અવતારરે.
કે હિંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો હમારી બાતરે.
કે મકનારે હાથી અજબ બના ને ગોરી હાથી દેખન આવરે.
કે તેરે હાથીમે કયા દેખના મેરે ઘેર ભુરી ભેંશરે.
કે ટંકે સવામણ દુધ કરે તારા હાથીથી ભલેરી મોરી ભેંશરે.
કે દહીં દુધકી નદી ચલાઉ માંખણકી બાંધું પાળરે.
કે હિંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો હમારી બાતરે.
કે મેરા કુંવર અજબ બના ગોરી કુંવર દેખન આવરે.
કે તેરે કુંવરમે કયા દેખના મેરા ગાયુંકા ગોવાળરે.
કે હિંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો હમારી બાતરે.
કે મેરી સોલસે રાણીઓ ખુબ બની તે રાણીઓ દેખન આવરે
કે તેરી રાણીમે કયા દેખના મેરે પાણી ભરે પનીહારરે.
કે હિંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો હમારી બાતરે.
કે મેરા ઘોડા અજબ બના ગોરી ઘોડા દેખન આવરે.
કે તેરે ઘોડેમે કયા દેખના મેરે ઘેર ગવરી ગાયરે.
કે હિંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો હમારી બાતરે.

કે મેરી મુંછો અજબ બની ગોરી મુંછો પર મોહી આવરે.
કે તેરી મુંછોમે ક્યા દેખના મેરા બકરા જેસા પુંછરે.
કે હિંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો હમારી બાતરે.
કે કીયુ તમારૂ સાસરૂં ને કીયા પુરૂશ ઘેર નારરે.
કે ધઢ ગોકુલ મારૂં સાસરૂ ને ચંદા પુરૂશ ઘેર નારરે.
કે હિંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો હમારી બાતરે.
કે કોણ દેશકી ગોવાલણી ને શું છે તારૂ નામરે.
કે ધઢમાંડવકી ગોવાલણી ને મેનાગુજરી મારૂં નામરે.
કે હિંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો હમારી બાતરે.
કે છોટી મટકીકા મૂલ કરોને ગોરી ઉસકા ક્યા હોય મૂલરે.
કે છોટી મટકીકા મૂલ કરૂં તો તેરી શુદ્ધ બુદ્ધ જાવે ભૂલરે.
કે હિંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો હમારી બાતરે.
કે દુસરી મટકીકા મુલ કરોને ગોરી ઉસકા ક્યા હોય મુલરે.
કે દુસરી મટકીકા મુલ કરૂ તેરી સોલસે રાણીઓ ડુલરે.
કે સોલસે રાણીઓ સજ કરૂં તેરા કોઈ ન લેવે નામરે.
કે હિંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે.
કે બાદશાહ કેહેવે શુણ ગુજરી તમ શુણો અમારી બાતરે.
કે તીસરી મટકીકા મુલ કરોને ગોરી ઉસકા ક્યા હોય મુલરે.

કે તીસરી મટકીકા મુલ કરૂં તેરા મકના હાથી ફુલરે.
કે હિંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે.
કે બાદશાહ કેવે શુણ ગુજરી તમ શુણો અમારી બાતરે.
કે ચોથી મટકીકા મુલ કરો ગોરી ઉસકા કયા હોય મુલરે.
કે ચોથી મટકીકા મુલ કરૂં તારી સારી દીલ્લી ફુલરે.
કે હિંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે.
કે બાદશાહ કેવે શુણ ગુજરી તમ શુણો અમારી બાતરે.
કે તેરા રૂપતો કીને દીયા જાણે સોની ઘડે સોનારરે.
કે અલ્લામીઆંને મુજે રૂપદીએ મેરા કરમ કરે કીરતારરે.
કે હિંદવાણી તુ હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે.
કે ગલબલ ગલબલ ક્યાબોલતી ગોરી બોલો સમજકી બાતરે.
કે અકડછકડ ગોરી ક્યા બોલતી કાંઈ છકડ લગાઉ દોઆરરે.
કે તું નવ જાણીશ એકલીરે મારાં ગુજર ચઢે નવલાખરે.
કે હિંદવાણી તું હરામજાદી બાઁદશાહકું દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે.
કે મારૂ તમાચો તે ઉડ જાએ પઘડી મુખડાં હો જાય લાલરે.
કે ટકે ટકે તારા ઠઠ્ઠુ બચાઉ ને દમડીકા દશ ઊંટરે.
કે ટકે ટકે તેરી ઢાલ બચાઉ ને દો કોડી તલવારરે.
કે બાદશાહકુતો ગુસ્સા લગા ને ડાલી બેડીમાંયરે.
કે હાથે ડાલીરે હાથ કડીયાં ને ઉસકુ હાથીપર બેઠલાયરે.
કે હાથી કે હોદ્દેપર બેઠી ઉસકા કોઈ ન લેવે નામરે.

કે બ્રાહ્મણ વીરા વિનવું તને આલું હઈયાનો હારરે.
કે કાગળ જઈને આલજે મારા હીરા દીયરને હાથરે.
કે હીરીયે કાગળ વાંચીઓને ભાઈ ગુજરી પડી બેડીમાંયરે.
કે ચંદ કાગળ વાંચીઓ ને ગુજરી પડી બેડીમાંયરે.
કે છો પડી ભાઈ પડવા દો કાંઈ એવી લાવીશું બે ચારરે.
કે તાણી બાંધો ભાઈ ઢાલ તલવારો ને તાણી બાંધો હથિયારરે.
કે સુરા હોયસો સંગ ચલો ને નહિ કાયરકા કામરે.
કે કેસરીઆ ભાઈ વાઘા પેહેરો ને હો જાઓ લાલ ગુલાલરે.
કે ત્યાંથી હીરીઓ દોદીઓ તે ગયો ઘોડાની પાસરે.
કે તાણીને બાંધો તંગડા ને ઢીલી મેલો લગામરે.
કે દીલ્લી જીતીને ઘેર આવું તો રેવંત મારૂં નામરે.
કે હીરીઓ ઘોડે એકુજ ચઢીયો ને ગુજર ચઢયાં નવલાખરે.
કે ચંદો ઘોડે એકુજ ચઢયો ને ગુજર ચઢયાં નવલાખરે.
કે હીરીએ ઘોડો બેડીઓ ઘોબી મારયા પચાસરે.
કે લેજે ભવાની ભોગ આતો ગુજર કેરો રોગરે.
કે ચંદ ઘોડો બેડીઓ ને જાય દીલ્લી મેદાનરે.
કે હીરીઓ પેઠો શેહેરમાં ને વાણીયા નાઠા જાયરે.
કે ચંદ ઘોડો બેડીઓ ને કંદોઇ નાઠા જાયરે.
કે તોપોકી ધમરોળ હુઇ ને હુવા અંધારાઘોરરે.
કે બાદશાહકુતો ખબરે નહી ને રૈયત નાઠી જાયરે.
કે સુતો બાદશાહ જાગજે તારે નગર પડયો ભેંકારરે.
કે સુતો બાદશાહ જાગીઓ ભાઇ કયા હોતા ધમરોળરે.
કે સુતો બાદશાહ જાગીઓ ને મુગલ ચઢયા બાણું લાખરે.

કે તાંબાની નોબત ગણુગણે ને જેના ઢમકે વાગ્યાં ઢોલરે.
કે ફાગણ શુદ ચઉદશને દાહાડે મામલો મચ્યો જોરરે.
કે ગુજરી રહીને બોલીઆં ને બોલ્યા એકજ બોલરે.
કે હીરીઓ પેહેરે કાંચળી ને હથીયાર મુજને આલરે.
કે બાદશાહ સાથે એસી લડું મેરા જુગમે હો જાય નામરે.
કે તલવારે તાળી પડે ને બરછી ચાવે પાનરે.
કે અગાડી પછાડી દેરા તાણો ને બીચમે રખો મેદાનરે.
કે વચમાં રાખો ગુજરી બાઇ જે જીતે તે લઇ જાયરે.
કે હીરીઓ ને ચંદીઓ બોલીઆ રાજા સાંભળો અમારી વાતરે.
કે પેહેલો તે ધાવ તમે કરો ને અમે તમારી રઇયતરે.
કે પેહેલો ધાવ બાદશાહે કીધો ગુજર લશકર માંહેરે.
કે હરીઓ ચંદીઓ ગુસ્સે થયા જેમ બકરામાં પડીયા વાઘરે.
કે તલવારોની તાળી પડે ને લોહીનો વરશ્યો મેઘરે.
કે તમારી ગુજરી તમને શુંપી ગુજરી હમારી બેનરે.
કે ત્યાંથી ગુજરી ચાલીયાંને ગયાં સાસુને ઘેરરે.
કે સાસુ મેણાં બોલીયાં વહુ જાઓ બાદશાહને ઘેરરે.
કે આ વહુઅરને જવાદોને હું બીજી પરણાવું કાલરે.
કે આ વહુઅરને જવા ન દેઉ મારા ગુજરનો પત જાયરે.
કે ત્યાંથી ગુજરી ચાલીયાં ને ગયાં નણંદને ઘેરરે.
કે નણદલ મેણાં બોલીયાં ભાભી જાઓ બાદશાહને ત્યાંયરે.
કે ત્યાંથી ગુજરી ચાલીયાં ને ગયાં તે પાવાઘઢરે.
કે પાવા તે ઘઢમે અલોપ હો ગઇ માહાકાળી કહેવાયરે.

---

# મીશરી*

કે આઠ કુવા નવ વાવડી જી સોલસે પનીહાર,
ઉસમે કુન ગોરી પતલી ઓ મીસરી,
પતલી કમર લંબે બાલ.

કે ઘાટ ઘડુલો રેંટીઓ જી પીંડી લાલ ગુલાલ.
કાતનવાળી પતલી ઓ મીસરી,
લળી લળી નાંખે તાર.

કે એડીની ગેડી કરૂં જી કેડોની કરૂં કમાન,
નયણાના કરૂં બે ભલકા ઓ મીસરી,
પાકુ ચતુર સુજાણ.

કે ચતુર પુરૂશની ગોરડી જી હશી હશી ઉતર દેશ,
મૂરખ પુરૂશની ગોરડી ઓ મીસરી,
રોઇ રોઇ ઉત્તર દેશ.

કે હસત જોબન ખસત જી રૂપે તો કજળે હો જાય,
એસો પીયારો મેરો સાયબો ઓ મીસરી.
સાંજ પડે ઉઠ જાય.

કે દાઢમ સુકે દાહાડીએ જી ઘેર સુકાય ઘર નાર,
બાપ ઘેર સુકાય બેટડી ઓ મીસરી.
હીણા પુરૂશ ઘેર નાર.

કે રાજવણ બેઠી રાજમે જી ખમે ઉઘાડા કેશ,

દાશ જોબનકે કારણે ઓ મીસરી,
દીલ્લી બેકાતો લેશ.
કે તેરી દીલ્લીને મેરા આગરા જી તેરે મેરે કાયકા સનેહ,
તેં ચમકાવી વીજળી ઓ લોભીડા,
મેં વરસાવ્યો મેહ.
કે ઘરના ઘોડા ચઢે જી નગર લીઓ કેમ જાય,
કેઇ મારા સાહેલીએ ભોળવ્યો ઓ મીસરી,
નિત્ય ઘર ભૂલો જાય.
કે હાથના હથવારા કરૂં જી નેણુંસે લીયોરે બોલાય,
સમજાવ્યો ના સમજે ઓ મીસરી,
મૂરખ બડો ગુમાર.
કે પાલણપુર દીવડો બળે જી કાજળ પડે રે સનેશ,
કે આંજન વાળી પતળી ઓ મીસરી,
મુલક બસે મેવાડ.
કે કોયલને કેમ મારીએ જી આંબાની રખવાળ,
મારો હરામી સુડલો ઓ મીસરી,
અણ ચાખ્યાં ફળ ખાય.
કે ગોરીને કેમ મારીએ જી સેજોની રખવાળ,
મારીએ હરામી સાયબો ઓ મીસરી,
સેજ પરાઇ જાય.
કે માણકચોકકે બજારમેં જી બેઠાય લાલ કબાન,

કે બચન વાળા ધર નહિ ઓ મીસરી,
કાસપર કરૂં ગુમાન.
કે માણેકચોકના બજારમેં જી હીરાલાલ બેકાય.
ચતુર હોયસો મુલવે ઓ મીસરી,
મુરખ ફેરા ખાય.
કે નદી કીનારે સયબા મુડદા જલે જી ધુવાન પ્રગટ હોય,
ગયા ન જોબન સાંપડે ઓ મીસરી,
મુવા ન જીવે કોય.
પ્રીત કરીએ ઉચથી જી સદા નભાયો જાય,
નીચથી કયા કરે પ્રીતડી ઓ મીસરી,
સદાય મેણાં ખાય.
કે કંકણ કુવો ગોડાવીયો જી રેટ ફરે મેવાડ,
સોચનવાળી પાવાધટ વસે ઓ મીસરી,.
જેનો ચંપો પીએ ધઢનાળ.
કે પ્રીત કરી દો જણે જી માળીને રંગરેજ;
રંગરેજ લાવે ચુંદડી ઓ મીસરી;
માલી લાવે ફુલ.
કે ફુલમેં કયા પેહેરના જી ધુપ પડે કુમળાય,
ભલી બીચારી કલીયાં ઓ મીસરી,
સાંજ પડે ખીલ જાય.
ચુંદડીમે કયા પેહેરના જી બુંદ પડે રંગ જાય,

ભલો ભાંચારો સાજુડો એ મીસરી,
લોએ પાએ રંગ રેહે.

કે અંતર હોય તો એડીએ જી ડુંગર એડ્યા ન જાય.
કુવા હોય તો ગાળીએ એ મીસરી,
સમુદ્ર ગાળ્યા નવ જાય.

કે કાગળ હોય તો વાંચીએ જી કર્મ વાંચ્યાં નવ જાય,
કે ત્રાગ હોય તો તોડીએ એ મીસરી,
પ્રીત તોડી કેમ જાય.

કે મારા ઠાકોરનો ઘોડીલો જી દીઠો કલાલને હાટ.
દારૂડાનો છાક્યો મારો સાયબો એ મીસરી,
ગયા કલાલને હાટ.

કે નહિ તારા સાયબાને ભોળવ્યો જી નહિ મેલીયોરે બોલાય,
દારૂડાનો છાક્યો તારો સાયબો એ મીસરી,
આવ્યો કલાલને હાટ.

કે મારા ઠાકોની મોજડી જી દીઠી કલાલને હાટ,
દારૂડાનો છાક્યો મારો સાયબો એ મીસરી
ગયા કલાલને હાટ.

## ગરબી ૨ જી.

સાંભળરે તું સજની મ્હારી, રજની ક્યાં રમી આવીજી,
પરસેવો તને ક્યાં વળ્યો, તારી ભમર ક્યાં ભીંજાણી,
સાચુ બોલોજી. ૧

વનમાં હું તો ભૂલી પડીને, અતિશે મુંઝાણીજી,
પરસેવા મને ત્યાં વળ્યો, મારી ભમર ત્યાં ભીંજાણી,
સાંભળ સજનીજી. ૨

કાલ મેં તારી વેણુ ગુંથોતી, છુટી કયમ વિખરાણીજી,
એવડી ઉતાવળ શી પડીજે, ઝૂલડી નવ બંધાણી. સા. ૩

કાળો તે ભમરો શિરપર બેઠો, ઉરાડતાં શેર છુટીજી,
જ્યંમ ત્યમ કરીને બાંધતાં, વચમાંથી નાડી તુટી. સાંભ. ૪

આ ચોળી અતલસની પેરી, સઇયરે વખાણીજી,
ચોળીની કસ ક્યાં તુટી, તું આવડી ક્યાં ચોળાણી. સાચુ. ૫

હૈયું મારૂં દુખવા આવ્યું, હાથે કરીને કાંપ્યુંજી,
પીડા ટળવા કારણે, મેં કળે કરીને ચાંપ્યું સાંભળ. ૬

આવડાં પુશ્પ ક્યાંથી વાટે તુજને કોણે આપ્યાંજી,
એવા રંગરસિયો કુણ મળિયો, પ્રેમે કરીને થાપ્યાં. સાચુ. ૭

સુરજકળાએ હું જાતી હુતી, વાટે મળ્યા વનમાળીજી,
સમજાઇને મુને તેણે આપ્યાં, તેની પ્રતિજ્ઞા પાળી. સાંભળ. ૮

અવળો ચણિયો કેમ પેરચો છે, જેમ તેમ વીંટી સાડીજી,
સજગ થઇને સુંદરી આવ્યાં, વસ્ત્ર પેહેરોને વાળી. સાચુ. ૯

સાથ ના સહીયરે કીધો, ઉતાવળી વેગે ચાલીજી,
અવળોચણિયો પહેરી લીધો, હવે વસ્ત્ર પેહેરીશું વાળી. સાં. ૧૦
નિકળી હતી તું સહુથી પેહેલી, સાથ હમારો મેલીજી,
પછવાડેથી ક્યાંથી અંબીકા, જઈને તું બેઠી વહેલી. સાચુ. ૧૧
નિકળી હતી હું સહુથી પેહેલી, સાથ સહીયરનો મેલીજી,
વાટે હું ભૂલી પડી ગઈ, ત્યાં જઈ બેઠી વહેલી. સાંભ. ૧૨
કસ્તુરી અંગે બહેકે છે, આ વનમાં કોણે છાંટીજી,
સરવે શરીરે તારે વ્યાપી રહીછે, તે કેમ જાએ ઢાંકી, સાચુ. ૧૩
મૃગશલાએ મૃગલો બેઠો, તેને મેં જઈ ઝાલ્યોજી,
તેનીવાસના મારા અંતરમાં પેઠી, તે નથી રહેતી ઢાંકી. સાં. ૧૪
અધુર દંત બેઠા દીસેછે, છાતીએ નખ વાગ્યાજી,
તારૂણા તારા તનમાં વળી, કામબાણ ક્યાં વાગ્યાં. સાચુ. ૧૫
મધુરાં વાયક પોપટ બોલ્યો, તેને મેં જઈ ઝાલ્યોજી,
ચંચળ ચાંચ ભરીને નાઠો, તતક્ષણ ત્યાંથી છુટ્યો. સાંભ. ૧૬
શ્યામ સુંદર તને મળ્યા દીસેછે, તે અંગે તું પસરાઈજી,
જેજે પુછું તેના ઉત્તર આપે, એ બધી તુજ ચતુરાઈ. સા. ૧૭
જે વાટે હરિ મળિયા હોય તે વાટે નવ જાઊંજી,
આજ વાટે હરિ મળિયા હોય, કહો તેવા સમ ખાઊં. સાં. ૧૮
માહારે એવી પ્રતિજ્ઞા જે પર પુરશ ભાઈ બાપજી,
દાસ દયાના સ્વામીને ભજતાં ભવની ભાવટ જાય. સાંભ. ૧૯

---

**ગરબી ૨ જી.**

શ્યામ સલક્ષણા રેહો હું કહુંછું શિખામણ લ્યો માનીજી,

મારગડે જાતાં મુજ શ્રવણે, વાત કહી શીદ છાની. ડાપણ. ૧
અવળી અબળા અવળુ શું બોલે, જા તું સુધી વાટજી,
કર્ણફુલ તારૂં નવિણ દેખિ, સેહેજે અમે જોયા ઘાટ.
સુલટુ ભાખોજી. ૨

કર્ણફુલ જોયું તે શું કહોછો, અવર કોઈ કેમ માનેજી,
પુરૂષને શું કામ સ્ત્રી સંગે, સમજાવોછો કહોને, ડાપણ. ૩
જેહના મનમાં કપટ હોય તે, કપટ તણી ગત જાણેજી,
જાતાં જાતાં થયું શું તહારે જે, આવડી વાત વખાણે, સુ. ૪
તમો છાના રોહો સાધુછો હું જાણું, સાચાં બોલોછો વેણજી,
સાધુ પણાની સાખ પુરે છે, નાચંતાં બેહુ નેણ. ડાપણ. ૫
નાચંતાં કે વણ નાચંતાં, મેણું શીદ દીધુંજી,
જેવાં છે તેવાં અમ પાસે, કહે તારૂં શું લીધુંજી. સુલટુ. ૬
ઓ વ્હાલા માહારૂં તે સરવસ્ત લીધું છે, હું અબળા કે હેતી લાજુજી.
તન મન ધન લુંટીને લીધું હવાં શું લેશો આજ. ડાપણ. ૭
હું તો બાળક કાંઇ ના સમજુ, કેવું હોય તન મનજી;
ક્યમ કરચો તે મુજને મ્હોટો, એમ બોલ્યા જુગજીવન. સુ. ૮
તમો નંદકુંવર મેં નિરખ્યા નાહાના, ગુણ મોટા ગંભીરજી;
વડા બાણથી વધો પીડે જેમ, નાહાનો નાવક તીર. ડાહા. ૯
કાયર થઇ એમ કંપે છે, ને વાત સુરાની વખાણેજી;
નાવક બાણ તણી ગત ન્યારી તું તો, અણ દીઠે કેમ જાણે. સુ. ૧૦
દાસ દયાના પ્રભુ દુખ રખે ધરતા, હું દુરિજન માટે કહું છુંજી;
એ સુખડાંને કાજે હરીહું, બાળ લોકના સહુ છું. ડાહાપણ. ૧૧

## ગરબી ૩ જી.

સમે સમો તમો સમજો નહિં ને, કરતા હિંડો આળજી;
લોક શું જાણે જે ટેવ પડી છે, મુંકે માથે ગાળ; પેર ન જાણોજી.
સાસુ અમારી સાંભળતાં મુને, શીદ કરોછો સાદજી;
આપણુ એને બોલતાં દેખી મારો, પરણ્યો કરેછે વીખવાદ. પેર. ૨
મારા આંગણુલા સામું આવીને કાલે, શાને કીધી સાનજી;
નણુદી મર્મનાં વચન બોલી, ભાભી જાઓ તેડેછે કહાન. પે. ૩
આતુર જન તો દીઠા અતિ પણ, તમથી આડો આંકજી;
કહેવા સરખું આપણુ કરીએ ત્યારે, દુરિજનનો શો વાંક. પેર. ૪
ગોળ પોતાનો ખુણે ખાઈયે, કરિયે દીઠો અદીઠોજી;
પ્રગટ કરી બજારે ખાતાશું, લાગશે અતિ મીઠો. પેર ન. ૫
જે દહાડાની પ્રીત બંધાણી, તે દહાડાની ચરણે વળગીજી;
દાસ દયાના પ્રભુ મનમાં સમજો, હું નથી તમથી અળગી.
પેર ન જાણોજી.

# સાખિયો.

મીઠડાં ગોરસલો ગોરસલો, તમે ક્યાંનાછો ગીરધારીરે,
મીઠડાં ગોરસલો ગોરસલો, અમે ગોકુલનાં ગીરધારીરે,
મીઠડાં ગોરસલો ગોરસલો.
હાંરે તારૂ ગોરસ લાગેછે મીઠું, હાંરે તારે બાપ જનમારે ન-
થી દીઠુંરે મીઠડાં ગોરસલો ગોરસલો.

સરસ્વતી માતને વિનવું, ગણુપત લાગુ પાય; અલબેલી અં-
બા આશ પુરજો, ગુણ શેવક તમારા ગાયરે. મીઠડાં.
પથ્થર મટી થઇ પ્રેમદા, ભોજન કરતાં ગાય; અડવું અંગ
ફરે ફુદડી, તેનું એઠું સઉકો ખાયરે. મીઠડાં. ૧
નાનોછું નખ જેવડો, અલ્યા કડવાં વેણ ન બોલ; હું છું
વખની કુંપળી, તને મારીશ પેહેલ પહોરરે. મીઠડાં. ૨
ટુંકે પાને આંબલી, લાંબે પાન ખજુર; છોગાળા નર વહી
ગયા, મારે માથે ભાગ્યો છે મજુરરે. મીઠડાં. ૩
કાચી તો કેરી ભલી, પાકાં ભલેરાં પાન; માયા તો માની
ભલી, નહીં તો ખેંચી ભલેરી કમાનરે. મીઠડાં. ૪
પાટણ પેટી દો મૂખી, નારીજ નામે નામ; તે નરને ચાહે
ઘણું, એને છેલ સંગાથે કામરે. મીઠડાં. ૫
કોણે હિમાળો સેવિયો. કોણે શેવી આગ; કોણેં કરવત મુકા-
વિયાં, કેઈ નારીને કાજરે. મીઠડાં. ૬
કાથે હિમાળો સેવિયો, ચુને સેવિ આગ; સોપારિયે કરવત
મુકાવિયાં, રાણી નાગરવેલને કાજરે. મીઠડાં. ૭
એક અંધારી ઓરડી, બીજી વેરણ રાત; ત્રીજો શોકયનો
ઢોલિયો, એનો ઝઘડો લાગ્યો આખી રાતરે. મીઠડાં. ૮
માથા કેરા ગોફણો, હૈયા કેરો હાર, દાહાડે કરૂં દીકરો; એને
રાતે કરૂં ભરથારરે. મીઠડાં. ૯

પારે નાચે પારેવડાં, હેઠે નાચે મોર; પરણ્યા એટલા માનવી, પીટયાં કુંવારાં હરાયાં ઢોરરે. મીઠડાં. ૧૦

ચીર ફાડી ધજા કરૂં, કાંકણ મેલું નિસાન; ઉતર ચુડા કારમા, તારો પીયુ પોઢયો મસાણરે. મીઠડાં. ૧૧

મહુડે માળો ન ઘાલીએ, લીમડો લેહેરે જાય; પારકો પુરૂષ ના સેવીએ, એતો પરોઢિએ ઉઠી ઘેર જાયરે. મીઠડાં. ૧૨

નદી બાંધું નવ ડાંડિયે, સમુદ્ર બાંધ્યો કેમ જાય; તુજને બાંધું વડોદરાને ગાંદરે, તારી ફઈ છોડાવવા જાયરે. મીઠડાં. ૧૩

કાળા ગજકણનું કાપડું, માંહી ભરચું છે હીર; ઘરનો ધણી પિટયો હીજડો, મારો પાડોશી બાવનવીરરે. મીઠડાં. ૧૪

સોપારીવખાણું સોરઠી, જેના લીલાજ પીળા રંગ; સ્ત્રી વખાણું પાતળી, જેનાં વાળ્યાં વળેછે અંગરે. મીઠડાં. ૧૫

ઊંચી ગોરી ઉજળી, જળ ભરવાને જાય; કાંટો વાગ્યો પ્રેમનો, તેતો ઉભીઝોલાં ખાયરે. મીઠડાં. ૧૬

ગાંડી માંથે બેડલું, માંકડ કોટે હાર; જુવારી પાસે નાણું રહે, તેને જાતાં કેટલી વારરે. મીઠડાં. ૧૭

અંગ કાળુ દાંત ઉજળા, ચાલે ધમર ચાલ; સાસુ વહુને દીકરી, એ ત્રણેનો એક ભરથારરે. મીઠડાં. ૧૮

બાપે જનમી બેટડી, બેટીએ જનમો બાપ; એ અરથ કહો મારો ઠાકરો, એમાં બેટી ભલી કે બાપરે. મીઠડાં. ૧૯

જળમાં બેશી ઘર કરે, જળમાં બેશી નાહય; સુરતક વાઢે ના મરે, તેની આંખ્ય ફાડે જીવ જાયરે. મીઠડાં. ૨૦

પડી પણ ભાગી નહી, કક્કડા થયા બેચાર; વગર પાંખે
ઉડી ગઇ, તમે પંડીત કરોને વિચારરે. મીઠડાં. ૨૧
અગ્નિકુંડમાં નીસરચો, ભમરકુંડમાં નાહ પંડિતા પુછે
પંડિતને, તેના ફુલ વેલાને ખાયરે. મીઠડાં. ૨૨
કર વિના જે કામની, મુખ વિના જે દંત; મુવેલી જીવતાને
ગળે, તમે મોકલાવજો ગુણિયલ કંથરે. મીઠડાં. ૨૩
રાધા તારૂ રૂસણું, જેમ આટામાં લુણ; કૃષ્ણ સરીખા પા-
તળા, તને દહાડી મનાવે કુણરે. મીઠડાં. ૨૪
જેને થર પવન ના સંચરે, જેની છાયાએ ન બેસે કોય; તે
ફળતો મોકલાવજો, મારે એકાદશી વ્રત હોયરે. મીઠડાં. ૨૫
ઉભો નર નિંદ્રા કરે, જાકરે તડકા ખાય; જેની મુંછે મોતી
નીપજે, તમે ચતુર કરોને વિચારરે. મીઠડાં. ૨૬
શેરી ખરી પણ સાંકડી, નગર પાસેજ પણ દુર; પરણ્યો
ખરો પણ નાધડો, મારૂ જોબન જાય ભરપુરરે. મીઠડાં. ૨૭
ઊંચી ડોકનાં સોરીંગડાં, મધુરો મધુરો ન બોલ; હમે હૈયા-
ના જારવાં, મારૂં જોબન કરેછે જોરરે. મીઠડાં. ૨૮
વેંત જેવડી વરખડી, ઢાલા જેવડું ફુલ; કાચાં કમળ ઉતરે,
તેનું પાકે થાએ મૂલરે. મીઠડાં. ૨૯
તનનાં કરૂં ત્રાજવાં, મનનો કરૂં બેજાર; હૈયાની કરૂં હાટડી,
હુંતો વણજ કરૂં વેહેપારરે. મીઠડાં. ૩૦
કુવા ઢાંકણ ઢાંકણું, ખેતર ઢાંકણ વાડ; બાપનું ઢાંકણ બેટડો,
ઘરનું તે ઢાંકણ નારરે. મીઠડાં. ૩૧

# પંદર તથો.

હરી હઠ મેલને રાધે, મેરી સંગ બોલને રાધે;
અબોલા બોલને રાધે, ઘુંઘટડા ખોલને રાધે;
કહ્યા મેરા માનને રાધે. ટેક.

પડવે મોરી સાહેલડી, પેઉજી વાડીએ જાય;
પેઉજી લાવે દાડમ, ગોરી છોલી ને પેઉજી ખાય;
હરી હઠ મેલને રાધે. ૧

બીજે મોરી સાહેલડી, બાળોજ ઉગ્યો ચંદ;
દાડમ કેરે દંતડે, ગોરી આ શો માંડયો છે ફંદ;
હરી હઠ મેલને રાધે. ૨

ત્રીજે મોરી સાહેલડી, તરીઆજ વારોવાર;
આશું ભુલી સુંદરી, ભુલી કંકુને કાજળ સાર;
હરી હઠ મેલને રાધે. ૩

ચોથે ચમકતી મેં સુણી, જોબન બાળેવેશ;
ભર જોબનમાં એકલી, જેના પેઉજી ગયા પરદેશ;
હરી હઠ મેલને રાધે. ૪

પાંચમે મોરી સાહેલડી, પંથ પલંગ કંથ દુર,
ભર જોબનમાં એકલી, મારૂં જોબન જાય ભરપુર;
હરી હઠ મેલને રાધે. ૫

છઠે મોરી સાહેલડી, છઠીજ વારોવાર;

પરદેશી રાજ પધારશે, આપણે બેશીશું હારોહાર;
હરી હઠ મેલને રાધે. ૬

સાતમે મોરી સાહેલડી, સાતેજ કીધો સ્નેહ;
ચોમાસાની રત ચીકણી, ઝીણા ઝરમર વરસે મેહ;
હરી હઠ મેલને રાધે. ૭

આઠમે મોરી સાહેલડી, આઠજ જોડાજોડ;
પરદેશી રાજ પધારશે, આપણ બેશીશું મોડા મોડ;
હરી હઠ મેલને રાધે. ૮

નોમે મોરી સાહેલડી, નવલાંજ પેહેરૂં ચીર;
દીપક લેઈ મેડે ચઢૂં, મારે નયણે વછુટચાં નીર;
હરી હઠ મેલને રાધે. ૯

દશમે મોરી સાહેલડી, દસરા પુજવા જાય;
પુજ્યા તે નર પાંમિયા, મારા રાયજાદા ભરથાર;
હરી હઠ મેલને રાધે ૧૦

અગિયારશે મોરી સાહેલડી, મેં કીધી શીવરાત;
પરોઢિયે ઉઠી પારણાં કરૂં, મને ક્રૃશ્ન જોયાની ઘણી ખાંત;
હરી હઠ મેલને રાધે. ૧૧

બારશે મોરી સાહેલડી, બારજ બાંધ્યા બંધ;
કસનારા નર કશી ગયા, એતો કદીએ ના વછુટે બંધ;
હરી હઠ મેલને રાધે. ૧૨

તેરશે મોરી સાહેલડી, બ્યાદળ વાધ્યો રંગ;

ઓસડની મૂળી એક છે, મને ડશિયા છે કૃશ્ન બોરંગ;
હરી હઠ મેલને રાધે. ૧૩

ચૌદશે મોરી સાહેલડી, પાસા લીધા હાથ;
મેં જાણ્યું પડશે પાધરા, એતો પડીયાછે બારેવાટ;
હરી હઠ મેલને રાધે. ૧૪

પુનમે મોરી સાહેલડી, પુરીજ કરજો આશ;
મેં જાણ્યું જે હરી આવશે, હવે થઈ બેઠીછું નિરાશ;
હરી હઠ મેલને રાધે. ૧૫

# લાવણીઓ*

( હરજીલાવાળી. )

મીલી ઉમેદવાલી દો ચાર, કરત બીચાર, બાગમે ખડીઆં; મેઉ બરસત રૂમઝુમ રૂમઝુમ લગ રહી ઝડીઆં. પરથમ કયા કેતીરે; જલ ભરને જાતી, દુસરીને બાના કીઆ કે ગંગા નહાતી. તીસરી કયા કહેતીરે; શીવ દરસન કર આતી, ઇયું ચાર મીલ મનસુખે ભઇ એકીટી; હાંરે કાંઇ બનમે બાગન કાલી, કે નાગન છોટી; ઇયું બારા તેરા ચઉદા પંદરા જુગતી, મહી બોલી છોટીનાર, ફુલનકી બહાર, મીલી મહીસાહેલીઆં, મેઉ બરસત રૂમઝુમ રૂમઝુમ લગ રહી ઝડીઆં. ૧

પરથમ કયા કેહેતીરે, સુનો સખીરી મેના, કલ આવો રેનકુ ઘર આએ સાજના. ફુલનકી બીછાઇ સેજ, નરમ બીછોના, સોઈ ગલે લીપટકર ઇશક કીયા મનમાના. દો ટુટે ચોલી કે બંધ, મચા ધમશાના, એસી રંગુમે કાંઇ ગુજરી સારી રેના. સખી દેખરે હુઈ ફજર, કાચી કલિયાં, ગુલાબકી છડીઆં. મેઉ બરસત રૂમઝુમ રૂમઝુમ લગ રહી ઝડીઆં. ૨

દુસરી કયા કેહેતીરે, લગી બાત કરનેકુ, મે મારૂં નેન તલવાર બુરે સાજનકું. સાજનકા એતના સુખ, કહું કયા તુમકું, ખાના પીના સોરેના પલંગકું. મે કહુ ઉઠે ઇશ બખત, ઇશક કરનેકુ, કાં દીન કાં રાત ફીકર નહીં અમકુ. અતર ખુશબોઈ પાસ, ફુલનકી બાસ, રહ્યા મે માઝીઆં. મેઉ બરસત રૂમઝુમ રૂમઝુમ લગ રહી ઝડીઆં. ૩

તીસરી કયા કેહેતીરે, ભરજુવાનીકા બહારે, મેને તરે તરે કે કીએ સોલ સીનગારે. પાંઉમ્યાંને પાઅલ બીછવા, ચોલી જરી દારે, નેનુમેં સારા, કજરા મારતા લેરે. મે જા સાજનસે મીલી, પલંગ ઉપરે, મેરા રૂઠડા સાજન ના બોલા દીલભરે. મેરી મનકી મનમે રહી, ફજર હો ગઇ, ફીકરમે પડીઆં. મેઉ બરસત રૂમઝુમ રૂમઝુમ લગ રહી ઝડીઆં. ૪

ચોથી હે ચંચળ નારે, બોલી અલબેલી, મુજે બાલ પનેમે, પીઆ સાવરે ડાલી. મેં જા સાજનસેં મીલી, છે. કરના ચલી, ચડી મદન, કેક છતીયુંસેં. છતીઆં ભીડી, ખુલગએ જોબનકા બહાર, હુઇ ખુશાલી, ગાવે મહારાજગાર ઉસ્તાદ, પ્રેમ બંદ ખ્યાલી, ભગવાન દીન દીલદારે, ગોરી તેરા યાર, ખીલાવે બીડીઆં. મેઉ બરસત રૂમઝુમ રૂમઝુમ લગ રેહી ઝડીઆં. ૫

## લાવણી ૨૭.

ઓ ભગવાન, પતિ નાદાન, નથી કાંઈ સાન, જનમ કેમ કાહાડું;
હું નાના કંથની નાર, દુઃખ કયાં ગાડું. ટેક.
પરણાવી મારે બાપ, પોતાને આપ, કજોડા સાથે;
મને દુઃખદરિયામાં ધરી, પડયું દુખ માથે. ૧
હું આવી સાસરમાંય, કંથને ત્યાંય, જગતને ધારે;
પરણ્યા પછી વરસો, ચાર થયાં તે જ્યારે. ૨

### ઝૂલ.

મારે સાસુડીનું સાલ, નણંદ દે ગાળી;
જેને કંથતણું નહિ માન, તેને દુખ પાળી;
કોય સખિયો ભેગી થાય, પાણીને આરે;
સઉ મારી ચરચા કરે, કંથની ત્યારે;
મારા બાળ કંથને જોઇ, હસે સઉ કોઇ, દુઃખનો દરિયો;
મારો જીવ બળેછે રોજ, અગનનો ભરિયો. ઓ ભગ. ૧

હું ગઇ પતિની પાસ, હેતથી આશ, દેખિ નાસે છે;
જો ઝાલું જમણો હાથ, ચીસ પાડે છે. ૧
હું નવજોબનધું નાર, અરે આ વાર, છબીલી નારી;
મુઓ જાણે નહિ કંઈ રીત, કરે છે ભારી.

ઝૂલ.

હું શુંય કરૂં ઓ બાપ, દુઃખ દે છે,
મારે હૈયે હોળી બળે, દુઃખી દીલ રે છે;
મને ગમે નહિ સણગાર, સરીરે સજવા,
વળી ભોજન વેગા પાક, ગમે નહિ જમવા.
મને વરસ થયાં છે સોળ, જોબન ઝકઝોળ, જુવાની મારી;
પિટયો એ છે નાહાનું બાળ, વરસ દસ બારી. ઓ ભગ. ૨
મારે બાપે મને આ બાળ, સોંપ્યો તતકાળ, સારૂં નવ કીધું;
એ બાળકડાની સંગ, કન્યાદાન દીધું. ૧
જે બેટીને વળી ગાય, દોરે ત્યાં જાય, કશું નવ ચાલે;
જેમ હત્યારાઓ બળદ, કસાઇને આલે. ૨

ઝૂલ.

તેમ પિતા માહરે કરી, મને દુઃખદારી,
એ ફેર ગયો તે મરી, કરી દુઃખ ભારી;
છાતીમાં ભડકા બળે, કરૂં શું સેખી,
હું લાજી મરૂં છું રોજ, કથને દેખી.
જેવી ચંદ્ર તણી છે તેજ, એવું મુજ તેજ, કોમળ છું અંગે;

મુઓ લાએક એતો નથી, માહરે સંગે. ઓ ભગ. ૩

જેવી કંથ વિનાની નાર, એવી આ વાર, મને પણ જાણો;
હું પડી કથીરની સંગ, મોતીનો દાણો. ૧
મારે વહે ચક્ષુએ નીર, ભીજે છે ચીર, ચોળી પણ ભીજે;
એ બાળ કંથને જોઇ, દીલ નવ રીજે.

ઝૂલ.

વળી સાસુ મારે બોલ, ઘણેરાં મુજને,
તું પજવે છે મુજ બાળ, થયું શું તુજને;
મારો જીવ બળે છે રોજ, કરૂં શું બાઈ,
સગી નણંદીને હું કહું, મરો તુજ ભાઈ.

શું કરૂં હાય ઓ હાય, હવે શું થાય, ઝેર ખાઇ મરવું;
પડી દુઃખ દરિયાની માંય, રહ્યું છે રડવું. ઓ ભગ. ૧

મારૂં મન થાયછે ખાખ, ઉડે જેમ રાખ, જનમ શીદ આપ્યો;
પ્રભુ મારે કરમે ક્યાં, પિટચાને થાપ્યો.
મેં કરયા નથી કાંઇ પાપ, જગતના બાપ, ગુનો શો પડિયો;
તે મુજ અબળાને કાજ, આવો ક્યાં ઘડિયો. ૨

ઝૂલ.

હું હતી કદી વિધવા, તો આથી સારૂં,
પણ જોઇ ફોગટનો કંથ, બળે મન મારૂં;
મારૂં ઘણું થાયછે ચિત્ત, રમવાને જારી,

પણ રહ્યું અટકી લાજ, કુળની ધારી.
મને ઘણો કામનો તાપ, કહુંછું આપ, નથીરે ખમાતું;
મારૂં વિર્ય પિડા કરે, નથીરે દબાતું. ઓ ભગ૦
હું જઉ મઇયરની માંય, ભ્રાતને ત્યાંય, કદી કો વારી;
મારી ભોજાઇ મારે બોલ, ઘણા દુખદારી. ૧
હું મનમાં સમજી રહું, ટુંકારા સહુ, બોલ ભાભીના;
હવે કાંઇ નથી ઉપાય, વિના ફાંશીના. ૨

## ઝૂલ.

ઓ ઇશ હવે તો સુણ, પતિ કર મોહોટો,
તુજ ઘર જોડા વર તણો, પડ્યો શો ટોટો;
મારો પાપી હતો જે બાપ, પિટ્યો હત્યારો,
તેણે કરયો નહી વિચાર, જરા કાંઇ સારો.
કેહેછે જે કાળીદાસ, ઇશની પાસ, જોડા તું કરજે;
અબળા જાતીની અરજ, કાનપર ધરજે.
ઓ ભગવાન પતિ નાદાન, નથી કાંઇ સાન, જનમ કેમ કાટું;
હું નાના કંથનો નાર, દુઃખ કયાં ગાડું. ૧

---

## ભાવણી ૩ જી.

ભરથાર પ્રાણ આધાર, સુખ દેનાર, ગયો કયાં ઉડી;
તુજવીણ નાથ માહરી દશા થઇછે ભુંડી. ટેક.
તુજ વીણ મુજને પ્રાણ, ગમે નવ જાણ, કરૂં શું હાથે;

મુકી મુજને એકલી, ગયો તું કાંયે.
પ્યારીનું દુઃખ તે યારે, ધરયું ન લગાર, ગયો કયાં ચાલી;
તુજવીણ ગાલની ઉડી ગઇ સહુ લાલી.

ઝૂલ.

સહુ ઉડી ગયું મુખ તણું નુર ઓ પ્યારા,
તુજવીણ નેત્રથી વહે, આંસુની ધારા;
ઉરમાળ ગઇ સુકાઇ, શકિત નવ કાંઇ,
લડથડીયાં આવે અરે હીડતાં આંઇ;
ઓ સુખ દેયણ ભરથાર પ્યાર કયમ છોડયો,
બીજી કેઈ પ્યારી સાથે પ્યાર જૈ જોડયો;
દિન રાત દુઃખમાં રડું, કુવામાં પડું, મરૂં કે બુડાં;
તુજ વિણ નાથ માહરી, દશા થઈ ભુંડી.
દુઃખમાં બચવાને કાજ, દિશે નવ આજ, અરે કંઈ આરો;
હું અભાગણીને હાથ ગ્રહી કાંઈ તારો.
પીડે પતિ મુજને કામ, આઠરે જામ, નથી રહેવાતું;
આ કામાગ્નીનું કષ્ઠ નથી સ્હેવાતું.

ઝૂલ.

આવે નહી આંખની માંહ, ઊંઘ લગારે,
તમ વિના સ્વામી થાય સોચના ભારે;
કાળજું કોલીને [illegible], મદન અત્યારે,
મિટીને દુઃખ ટાળશો, કંથ કહો કયારે;

છાંટી અમૃત રૂપિ નીર, નણંદના વીર, જુઓ મરૂં જુરી;
તમ વિણ નાથ માહરી દશા થઈ બુરી.
મનમાં અતિસે મૂઝાઉ, દુખી બહુ થાઉ, ધરૂં કયમ ધીરે;
તું છાટ ધીરજનું અરે, નાથ મુજ નીરે.
સજવા દે ન શણગાર, અરે ભરથાર, સગાં વ્હાલાં કો;
કયમ ગાળુ દુખમાં દીન, પ્રાણ પ્યારાજો.

ઝૂલ.

નવ મેશ આંખની માંહે આંજવા દેરે,
નવ સુવું ખાટલાપરે, એમ સહુ કહેરે;
મુજ અરે કાન કોટને કરણ ચરણ પણ મારા,
વરવા દીસે સણગાર, વિણ ઓ પ્યારા.
બાવળીયા જેવા હાથ, દીસેછે નાથ, વિનારે ચુડી;
તુજવિણ નાથ માહરી, દશા થઈ ભુંડી. ૩
મુજ સહીપણીયો સરવ, ધરીને ગરવ, ઠમકતી ચાલે;
નિજ પતિશું વાતો કરે હર્ષમાં માહાલે.
ચાવે નિત્ય પાન સુપારી, પ્રાણને પ્યારી, જે સુખકારી;
ચરચર છાંતી બળે દિઠે તે મારી.

ઝૂલ.

નિજ વરના દોસ્તથી વાત કરે ભલી [illegible],
સહુ સઇએરને ઘેર જાય હર્ષથી ખાંતે;

કાંઈ નવા જુનાની વાત, હર્ષથી બોલે,
સુખમાં સરવે સહિયરો, અહોનિશ ડોલે.
સહુ ગુંથે શિરના કેશ, જરૂર હમેશ (પણ) મનેતો મુડા;
તુજવિણ નાથ માહરી દશા થઈ ભુંડી. ૪
સંતોષ ધરત હું મન, કદાપિ તન, હોય મુજ પાસે;
પણ તેતો નવ તેહથી, થાઉ નિરાશે.
પુત્રનાં કરીજ લગ્ન, થઈજ મગ્ન, મોડ મા ધાલે;
લાવો મેં તે નવ લીધ, અરે આ કાળે.

## ઝૂલ.

વિધવા એવું છે શીર, વળી વાંઝણી,
જણતાં ક્યમ ઝેર ન દીધ, માત શું જણી;
પ્યારી પતી રહે ઘર માંડી, ન લહાવો લીધો,
ઓ જુલમ પાપી તેં પતી જઈ શો કીધો.
નવ તેજ શરીરપરં લેશ, કાળી થઇ મેશ, મટીને રૂડી:
તુજ વિણ નાથ માહરી દશા થઇ ભુંડી.
ઓ સુખના સુરજ, મૂજ કહેને તુજ, અસ્ત કયાં પામ્યો;
તુજ નિરાશ કરી નારીને, ક્યાં વિસરામ્યો;
તુજ પ્રાણ પ્યારી સુકાય,કાય ભેદાય, અરે તે કેરી,
તુજ ગએ સાસુને નણંદ થયાંછે વેહેરી.

## ઝૂલ.

નવ ખુણો હુંથીજ પળાય, કાય કરમાએ,

જમવાને નાતની માંહે, વળી ન જવાએ;
ભરજોબન મારૂં જાય, અરેરે એળે,
નવ ભોગવનારો ભોગી, વાડ પડ્યો કેળે,
જો રમું જાર કહે પાપણી, નાર અરે કાહાણી કુડી,
તુજ વિણ નાથ માહરી દશા થઇ ભુંડી,
કલ્પાંત કરયાથી કાંઇ, વળે નવ આંઇ, જીવ તું જોને,
નવ ગયું ફરીથી મળે, રૂવે કહે શાને;
ભજ ભાવ થકી ભગવાન, અરે નાદાન, જીવડા આજે;
થશે પુનરલગ્ન પ્રભુ કરે, હશે દુઃખ પ્રાજે.

ઝૂલ.

રોવાથી જરૂરી જશે, અરેરે આંખે,
માટે જગદિશનું જરૂર, નામ તુ ભાખે;
શિખ બુલાખીની ધરૂં, કાન કરી સન્માને,
જેથી પુનરલગ્નની આશ, પુરે ભગવાને;
નવ ગયો નાથ કદી જડે, બધે આથડે, જોયાથી ઢુંડી;
તુજવિણ નાથ માહરી, દશા થઇ ભુંડી.

---

## લાવણી ૪ થી.

સુણ સહીયર, મારી આજ, દુઃખની દાઝ, જઇ કયાં બોલું;
અંતરનો પડદો, અરે કયાંહાં જઇ ખોલું;
હું વરસ પાંચની હતી, નોહોતી મતી, ગતી પણ કાંઇ;

પાપી પિતાએ, ઝિકિ આડની માંહી;
જોઈ કુલીન નાતનો વર, સારૂ જોઈ ઘર, મને પરણાવી;
દિધ ત્યાંહાં તો. કન્યાદાન હાથ મેળાવી;
વર વરસ દીનનો, ઘરાણેજ શણગાર્યો;
લાજે છબિ જોતાં, કામ એહવો સારો;
હું વરસ ચાદનીથઈ, સાસરે ગઈ, પેહેરી ઘરચોળું;
અંતરનો પડદો, અરે કયાંહાં જઇ ખોલું.
પાથરિયો હતો પલંગ, રંભાને રંગ, પીઉ પ્યારીને;
દિધ સાફ ઉપર રૂડી, ચાદર ઓછાડીને;
પતિ ગયા પછી હું, ગઇ મેડીની માંહી ગઈ સુવાને;
નસકોરાં બોલતાં હતાં, ત્યારે મુવાને;
સુતો તે પાસા ભેર, ઊંઘની માંહી;
ઢંઢોળ્યો મેં બહુ પેર, તેહને ત્યાંઇ;
તે ઉંહું કરવાને જાય, પેખવાં ચાહુ, આવે વળિ ઝોલુ;
અંતરનો પડદો અરે કયાં જઈ ખોલું.
ચાંપવા માંડ્યા મેં પગ, લુખસના ઢક, સુગ બહુ આવે;
મનમાં ત્યાંહાં મસ મુઝાઉ, કરૂં શું હાવે;
દીસતું નાહાનું બાળ, બોલતાં લાળ, પડે મુખેથી;
વળિ ગમાર સમ, ચાલથી બજુ ડુખેથી;
ઢંઢોળ્યો મેં બહુ વાર, તેહને ત્યારે;
મુખ વદી કર ઉચ્ચાર, ચુંટી કરિ જ્યારે;

જા તાડી માની રાંડ, ઉઠને ગાંડ, શીદ ઢંઢોળું;
અંતરનો પડદો, અરે ક્યાંહાં જઈ ખોલું.
મોહોતની નીશાની આજ, ચડી મને ઝાંઝ, કહિશ મુજમાને;
શું કરવા મોકલી હતી રાંડરે આને,
મેં કહ્યું સુણો સ્વામી, શીશ નામી, વદું છું તમને;
સંસારની રીત થકી, બોલાવો અમને;
કયમ કડણુ થયાછો, તમે કહો સમ મારા;
આઆગા શું કરીએ, અમે પ્રાણના પિયારા;
કયમ તરછોડો છો આમ, માહરા શામ, રિપુ તન છોલું;
અંતરનો પડદો, અરે ક્યાંહાં જઈ ખોલું.
મેં સમજાવ્યો બહુ રીત, ધરીને પ્રીત, સમજિયો ત્યારે;
કરવાદે મુજને શયન, પછીથી ત્યાંરે;
તે પણ નવ સમજે કાંઇ, કરે મસ્તાઈ, કુચપર મુખદે;
ઓ સૈયર એવી રીતે, દહાડી તે દુઃખ દે;
વળી ગાલ બાંડીને આગ, ઘણાંક ચઢાવે;
ઘરી કાગ શીરના વાળ, ખેંચી રીબાવે;
પજવે ઘમ મુજને ઘણીક, ન એતો ઠીક, દુઃખમાં ડોલું;
અંતરનો પડદો, અરે ક્યાંહાં જઈ ખોલું.
મારો વર નાનેરો બાળ, જાય નિશાળ, મરૂં શરમાઈ;
ખોરમાં રમવા જાય, કરે ઉધમાઈ;

વળિ લાજ કાઢતાંપર્મ, મૂજને શર્મ મનમાં આવે;
આ કર્મ તણો કહો મર્મ, કોણ બતાવે;
પાણી ભરવાને કાજ, જાઊછું જ્યારે;
સૈયર કેરા સાથમા, નડે છે ત્યારે;
સઉ દાઝ મુજપર ધરે, મસ્કરી કરે, ચીત ચંચોળું;
અંતરનો પડદો, અરે ક્યાં જઇ ખોલું.
હું મરીશ કમોતે જાણ, સૈયર પ્રમાણ, નહી રેહેવાયે;
નાનેરા વરનું દુઃખ, કેમ સેહેવાયે;
આ કહું કોણને વાત, માહરી જાત, બળી ગઇ બેહેની;
નાનેરા વરનો ઉપાય, કે તુ કહેની;
હું જાણું ખાય ફુલેર, હુલેર થવાને;
પણ મુઢ તણી શી પેર, ભમું એ બહાને;
એ દુઃખે કરી સુકાઉ, ઝેરરે ખાઉ, કુવો કે ખોળું;
અંતરનો પડદો, અરે ક્યાં જઇ ખોલું. ૭
હું ન કલંકીછું નારી, લાજની મારી, મન મુઠી વાળું;
વળિ સાત વીતે ભવ, આમ એમ સંભાળું;
ભવ એક તણો છુટકાર, કરો વીચાર, કેમ ના કરીએ;
આ બાળા ઝાળા બાધાની માફક ફરીએ;
નથી અરે ગોઠતું બેહેન, ચેન નથી પડતું,
આંસથી ભરાએ નેન, રોજ દીલ ગળતું;

દુઃખ પડયું બુલાખી ઘણું, સુખ નવ લહ્યું, માણસ મળ્યું રોલું;
અતરેનો પડદો, અરે કયાં જઇ ખોલું. ૯

## લાવણી ૫ મી.

### છેલ બટાઉ અને રાણી મોહના.

છેલ બટાઉ ચાંદ ગગનમે, સુરત પાક મોતી આલા;
બીરમાયા મોહના રાનીને, મહોબતકા ફાંસા ડાલા;
દીલી શેહેરકા તખત બટાઉ, ધન દોલત સારી માયા;
બીસ બરસકી ઊમર મ્યાને, ઇશકબાજમે બીરમાયા;
ચાર તરેકી ચાર બખત, પોશાક બની કંચન કાયા;
બાંધી ઢાલ સમશેર શીપાઈ, મુસાફરીકા ભેસ લીયા;
ગુજરાતમે અમદાવાદ શેહેર, દેખકર બીરમાયા;
ધુપકા લેકર દીન ગરમીશે, બેઠ જરા આરામ પાયા;

ઝૂલ.

તાલેવનકે બાગ કુવેપર, ઘડા ભરા મીઠા પાની;
સો દોસો સાહેલીમે ચમક રહી, જેઊ ચંદાકી ચાંદની;
શીર સુનેકા ઘડા આઈ જલ ભરનેકું મોહના રાની;
નજર પડા મહાખુબ મુસાફર, પછી શાન સોબત વાની;
મંડીલપર શીરપેચ તુરા, ફુલ જડાવ મોતનકી માલા,
બીરમાયાં મોહનાં રાણીને, મહોબતકા ફાંસા ડાલા.
છેલ બટાઉ.

મોહના રાણી ભઈ દીવાની, ડોળ દેખ ઉસ પંછીકા;
કીયા રાજા કીયા અમીર, બાદસાજાદા હે કહાંકા;
અજબ ખુદાને નુર બનાયા, જોડા કીશકે તાલેકા;
આએ કહાંસે કહાં જાનેકા, મુકામ કિસ્મતવાલેકા;
મોહનાં નીસંક હોકર બોલે, સંગ છોડકર સબ શહેલોકા;
ધમક ચમક કર આઈ સામને, બાન ચઢાયા નેનોંકા.

ઝૂલ.

ચતર સુગર આદરસ પુછે, કહાંસે આએ પરદેશી;
કોન તુમારા બતન ઠીકાના, કીસ બસતીકે રહેવાશી;
કરો ખુલાસા કરકે દીલકી, બાત કરો મીઠી ખાસી;
કરો બંદગી કબુલ આજકી, રેન તુમારી હોઉ દાશી;
રંગ બંગલમેં આરામ કરના, નરમ બીછાનાં ઓછાલા;
બીરમાયા મોહનાં રાનીને, મહોબતકા ફાંસા ડાલા.

છેલ બટાઉ. ૨

ધોકા કુચના રખના દીલમેં, કવલ બચન લેવો મેરા;
સચ્ચેકે શીર ખુદાવજી, જુઠેકુ દુનીઆના ફેરા;
ઘર બાવન પરદેશ ભયે હે, ગુજર ગયે બરસો બારા;
સાસ બીચારી પડી એકલી, માલ ખજાના બોતેરા;
સુરત દેખકર દીલ લલચાયા, હોજા મોહનાકા પ્યારા;
લાખ રૂપેકી રમજ સેજપર, ચલો ઉઠો દેખો ડેરા.

ઝૂલ.

અંદેસા નહિ રખના દીલમેં, ગુપત બાત જાહેર હોતી;
ભલે બુરેપર જાન દેઉગી, કસમાં ખાકર બોરમાતી;
કહે મુસાફર દીલકે દીલમેં, જાતી ઘડી ફીર નહિ આતી;
લીખત નહિ ટલનેકો અબ તું, હોજા મોહનાકા સાથી;
નીમા શામકે બખત ચલે રસ્તેસે હોડકર દુશાલા;
બીરમાયા મોહના રાનીને, મહોબતકા ફાંસા ડાલા.
છેલ બટાઉ. ૪

દેખ રહી સબ આલમ મોહનાં, બાલમકુ લેકર આઈ;
મતલબકા મનસુબા શીકા, કર ફીર સાસકુ સમજાઈ;
ફુફી હે મૈજબાન સગા, મેરે ભાવજકા ભાઈ;
મોહનાંને દેવરકે હાથમે પાંચ, અશરફીયાં દીલવાઈ;
સાસ કહે એ સચ્ચા નાથા, પાણી મીસરી મંગવાઈ;
ગાલી ઉપર કરો બીછાના, આરામ કરને ફરમાઈ;

ઝૂલ.

અતર અબીર લાકર અંગ, ગરમ પાનીસે નવડાયા;
ચોપાલેપર નરમ બીછાના, એઠ ખુશીસે જુલવાયા;
કેશર બદામ પસ્તાં મીઠાં, ખાના કર કર ખીલવાયા;
પાન ફુલોમેં મગન હો રહા, દીલ પંછીકા હીલવાયા;
ફીર અપના શીનગાર સજકર, બની જેસી ગુલ લાલા;
બીરમાયા મોહના રાનીને, મોહોબતકા ફાંસા ડાલા;
છેલ બટાઉ૦ ૫

દેવર સાથ શોલા કર ઘરમે દીયા મારીકુ દરવાજા;
મોહોબતકી રૂશનાઇ લગા કર, જેઊ શોએ રાણી રાજા,
ડાલી ગળેમે હાથ ઇશ્કકા, બાહાર ભયા તનકા સાજા,
ચડી નીંદકી લેહેર ફજરમે, સવા પોહોર બજતા બાજા;
સાસ કહે છોટે બેટેકુ, કીયુ ગફલતમાં સોતા જા,
ઉઠ મેરી શોખનકુ માર કે, ઉપર દસ્ત દેતા જા,
શોહોર સુના જદ ઉઠા ચોંકકર, દીલકે દીલને પસ્તાતી,
પાછલે દરવાજેસે બાગમે ભગા, દીયા દીલભર સાથી,
બુઢીને જાહર ફજેતા કરી, લોકકુ સુનવાતી,
મોહના કહે નાહક કેઉ બકવા, બદલામી શીર કેઊ દેતી;
કાલ કહેરેમે તેલ કશમ, ખાઊંગી નીભાવે હકતાલા,
બારમાયા મોહનાં રાણીને, મોહબતકા ફાંસા ડાલા,
છેલ બટાઉ૦ ૬
સાસ કહે સુન શોખન એસે, બાત દીએ તુને બોલે,
અબ દો નાગ લડાઉ તેરે, તંઇ જંગલકે ઝેરી કાલે,
કુફી દીલ ચાહે સો કરનાં, પીલાવ ઝેરોકે પિયાલે,
સચ્ચા જુઠા માલમ હોયગા, સરમ જાન તુ મગવાલે
બાહાનેસે બાગમે ગઈ જ્યા બેઠે મુસાફર મતવાલે,
દીલકા મતલબ સબી સુનાકર હીમતકી બાતાં બોલે.

ઝૂલ.

લેવો ફકીરી બેસ બટાઉ હોજાના બાલમ જોગી,

દરદવનકુ દવા લગાવો નહીતો મર જાતી રહુગી,
દીલકા મતલબ સબી સુનાકર ફીર વાંહાંસે જલદી ભાગી,
લાઇ ઉઠાકર સાપ સાસતે, દુનીયાં સબ દેખન લાગી,
પડા શેહેરમે પુકાર હુવા, આલમકા મેલા ઠેલા,
બારમાયા મોહનાં રાનીને મોહોબતકા ફાંસા ડાલા,
છેલ બટાઉ૦ ૭

બોલે કાલે નાગ નીકાલે, મોહનાંસે સોગન લેને;
આય ફકીરી બેશ બદલકર, બટાઉ કોઇ ના પીછાંને;
અમીર લગાયા સબ લોકોકુ, મોહના સમેત પીછાને;
મોહના સામેતીસે બોલે, કયાસ કરો શેયાણે શેયાણે;
ફકીર એ ઘર આવન તનકુ, હાથ લગાયા દોનોને;
ઓર કીશીકા હાથ લગા નહી, દીલકી બાતા સબ જાણે;

ઝૂલ.

ચોરી કરકર એબ છુપાઇ, સબકુ સામરથ બતલાઇ;
ડાલે ઉઠાકર નાગ ગલેમે, સાસ પાસ લેકર આઇ;
હુઇ લોકોકુ જાહેર મોહનાં, સચ્ચી સાબાશી પાઇ;
ઉશી દીન રાતકુ મોહનાં, બટાઉકુ લેકર આઇ;
હુવા ફજરકા વખત બખતપર, મેમાનીસે પોંચવાઇ;
ચઢો નોદકી લેહેર બાગમે, શોયા હોડકર દોશાલા;
બારમાયા મોહના રાણીને, મોહોબતકા ફાંસા ડાલા;
છેલ બટાઉ૦ ૮

કરને વાલા ખુદાજી દેખો ખાવન મોહનાંકા આયા.
અપને કપડે પીછાન કહેતા, રસ્તેમેં આકર કોન સોયા.
ઘરમેં આતા મા સાહેબને, બયાન સારા સુનવાયા;
ધમક ચમક કર મારા પટેકા, હાથ મુસાફરે ઠોર કીયા;
ખુની નેન તલવાર લહુકી, ખસમ દેખ ધોકા ખાયા;
મોહનાં રાના નીકળી મેરે, બદન પંચકા ઘાયલ કીયા;

ઝુલ.

ગઇ કેવરા બનમેં મુડદા, પડાજી દેખા નજરોસે;
દુખસે શીના પુટા નાહક કયા રોના કયાના લોકોસે;
માંગી જાનસે જાણુ કબલ, અવલ નીભાયા મોહનાંસે;
બાવા આદમ મામા હવા, જાતેથે દશિ રસ્તેસે.
કોયું બીરમાયા મોહનાંરાનીને, મોહોબતકા ફાંસા ડાલા.
રોતી ઓ અવરંકત બેઠકર પુછે શીવશંકર ભોળા;
હોલ બટાઉ૦ ૯
સુના ઘરાણા ઉસકા નીકાલા, ફીર અગન લગાઇ ઉશદોનોકુ;
ખાક કીએ તીન પુતળે બનાએ, હરી દેવે અમરેત ઉનકુ;
દો અવરેત એક મરદ બનાયા, બટાઉ મોહનાં રાણીકુ,
મોહનાંસે ફાહેગ બનાઇ, શો દીલવાઇ ખાવનકુ;
દોનેસે દોનોકી શેહાદી, હુઇ ગએ બટાઉ દીલાંકુ;
નએ જનમ આદમને દીયા, બડા અચંબા દુનીયાકુ;

ઝૂલ.

જીગર જીગર એ નૌબત બાજે, ઇશક બાજીકા શેહેદાના;
એશી કરનાં પ્રીત રીત મોહનાં કે ઇશકમે મરજાનાં.
બદનામીકી બાત આઇતો, આખર નેકી કરજાનાં;
ગોવિંદરાવ પીર મુરસદ હો ગએ, શાહીરમે મોતીદાના;
તખત કીલ્લા શીવ નેહેર, શેહેર જુહનર ગુનીકા ઠેકાણા;
"મહલારી બહેરૂ કહે ચંગપર, મધન બાજતા ચોતાલા."
બીરમાયા મોહોના રાણીને, મોહોબતકા ફાંસા ડાલા.
છેલ બટાઉ૦ ૧૦

---

લાવણી ૬ ઠી.

લી હાથમે ઝારી બાવરી, ચલી કુવેપર અલબેલી;
થોડાસા પાની હમકુ પીલાવ, કહે મુસાફર જાન ચલી. ટેક
બાર બરસકી ઉમર ગોરીકી, છોટે કદમે મટક રહી.
દાલી કુવેમેં ડોલ રેશમી, દોરી હાથમે લટક રહી,
રૂમઝૂમ કરતી પાની ભરતી, પનઘટ ઉપર સટક રહી:
પ્યાસ લગી મુજ તેરે દરસનકી બાંકી અદામે ચટક રહી;
કર સોલાં સીનગાર ગોરીને, શીરસે પલ્લો ઝટક રહી;
સુને રૂપેકી ઘઘરી તેરી, કુંજગલનમે અટક રહી;

ઝૂલ.

તું પીલાવ પાણી પ્યારી જરાસા હમકુ;

તેરે કરચેં લિંબુકી બહાર, ચખાવ તન મનકુ;
હમ પંછી મુસાફર યાર, કહેતે તુજકુ;
દુર દેશકે હમ રેવાશી, ઈહાં નહી કોઈ મેરા વાલી,
ઘુંઘટકે પટ ખોલ તજબતી, મીઠી જુબાસે લે તાલી; લી० ૧
ખોલ કુવેકા ઘેરા પાણી, કયું કર તેરે હાથ ચરે;
સાસુ સસરા ઘરકા ખાવંદ, ઓ ઘરકુ જાલમબરે;
રાહાગીર તુમ રાહા બાતસે, જાઓ પૈનાહેક ખરે;
ઈસ બાતનમે કયા લેઓગે, મેરે ખ્યાલ મે કયું પરે;
પર ઘરકી પરનાર પનીઆરન, દેખ ભુલે દુર રહે ખડે;
ઈશી શેહેરકા હાકમ સુનેગા, લે જા કરેગા બંદખોરે;
તુમ કોન કયાંસે આપે, કોનસી નગરી નહી જાન પીછાન;
તેરી કછુ ના મેરીએ બુરા પરા હેવાલ હયે જાહાંન;
ઘડી પલકમેં જાયગે બંદ, કરેગે ખુબ સમજ; બે અકલી;
ઈસ બસતીમેં નહી કોઈ તેરા, મા બાપ ઓર બાહાન સાલી;
લી હાથમેં० ૨.

નહી કીસીપર જબરા હમેરા, મન માને લેના દેના;
તલબગીરકી તલબ બુજાવો, કામ સવાબોએ કરનાં;
દો દીનકા જોબન પ્યારી, ગુમાન કીસીસે નહી કરનાં;
ભલી ભલાઈ કરે લેઓ સબસે. દેખ જુગમેં એ અપના;
એક રેનકા કરે પસારા, બડી ફજર ઉઠકે જાનાં,
તે જોબનકી કરે માંજબાની; ખોલ દીલકા કપટ કીનાં;

ઝૂલ.

એ સુનકર બાતાં ફીર, બોલી કામીનાં;
હમપર કરોજી મેહેર આજ ઘર ચલના;
હયે ઇશક બુરા જંજાળ, કીસીસે નહી ડરના;
પકડ પીયાકા દસ્ત સજનકુ, લેકર આઇ એ અલબેલી;
ચાતુર સાથ બાત મુરખકી રેન સબી સારી ખેલી;
જી હાથમેં૦ ૩

ગુજર ગએ દિનમાન સારા, ભાઈ અંધેરી પરી રેના;
નટનટ કરતી પ્રીતમ બોરમાતી, ઘડી ઘડી હસસે નહી ચેનાં;
કિયા આરાસખાસા ગોરીને, રંગમેહેલમેં કુલ આઇનાં;
સેજ પલંગપર ફુલ બીછાએ, જડાવ પેહેરા કુલ ગએનાં;
અજબ હુસનકા ખીલા અચંબા, પ્રીત કરો કછુ દીલમાના;
આસુક માસુક સોએ લપટ, કર કેફ ભરેં ચારે નેનાં;

ઝૂલ.

નવખંડ ચોકડી મ્યાને ધુમા જીનકા,
ગોવીંદરાવ કહે મહારાજ નામ હુવે ઉનકા;
ઉનપરે ખુદાકી મેહેર જીગર દીલકા;
કવિ ભીમા મલારીછંદ ગાવતે છંદ છબીલે હે ખીલી;
બોલે ગરીબશંકર ભવાની જોડી દોમીકી ખુબ મીલી.
જી હાથમેં૦ ૪

## સખી.

સખી સામલા તેરા સૈંયા જરીના તું મેરી અંગુઠી મેં તેરા નગીના; નગીનેકી અંદર. મક્કા ઓર મદીના જલોરી અંગુઠી બચોરી નગીના, પેનકર ફીદર ચલી ઠગની; નાકમેં બુલાખ ઓર નથની, યારકુ કરતી મીજબાની; અરે ગન ગાઉ ગન યાલા; તેરેકું કર ડાલું ચેલાં.

## લાવણી ૭ મી.

મોહન મોરારી તુને હોડી કામલ કારી, તુને કેતની મેરી ખ્વારીલાઈ જમનાસે જલ. ૧ અગલ ગોરી ઘેના ઘડ ગોકુલકા રેહેના; બઈયાં પકડુ તેરી મલમલ. ૨ કમર પતલી લંબે બાલ ચલે ગજ હસ્તીકી ચાલ; તુને જોબન રખે પાલ કેશી બની શીકલ. ૩ કેસાકને જાઉ, બાવા નંદકુ બોલાઉ; તું જે પકડ મગાઉ, ભુલ જાય અકલ. ૪ તુંતો હોડે સુંદર કાલી, તુંતો સદા મતવાલી; કયું દેતી હમકુ ગાલી. કયું હોતીહે હલપ, તુજે ના છોડું, તેરા રંગ રસ લુટું; તેરી અંગીયા તોડુ તો ગઈ નથની નીકલ. ૬ મોહન મોરારી તુને હોડી કામલકારી તુને કેતની મેરી ખ્વારી લાઈ જમનાસે જલ; અગલ ગોરી ઘેના ઘડ ગોકુલકા રેહેના, બઈયાં પકડું તેરી મલમલ. મુસેકીની બરજોરી મેરી ચુડીયાં સારી ફોરી; મુસેકીની બલજોરી ગઈ કમલશે હલ, ૭ દાકુરાવ ધુંકર બોલે ચલી સંગકી

સાહેલી;મેંતો રહીરે એકીલી મુજે જાનેદે ચલ. ૯ સાસ દેવે ગારી મોરી નંણદે કરી ખ્વારી; ઘર સંયાને ન મારીદેવલા ચંચલ. ૧૦ સુણ બે ગીરવરધારી મતો હારી તુશે સારી; તુને કેતની મેરી ખ્વારી લાઇ જમનાશે જલ; અગલ ગોરી ઘેના ધરડ ગોકુલકા રેહેનાં બઇયાં પકડું તેરી મલ મલ. ૧૧

---

**લાવણી ૯ મી.** (લંગડી રકાલ)

તમકું સોવે શીણગાર બદનપુર હમકુ ભસ્મ ગોળા ચઇએ;
એસીરંજમે બરોબર, દોનુંકા જોડા ચઇએ.
તુમકું ચઇએ ફુલ ગુલાબી, અમકુતો ચંપા ચઇએ;
જાનીકે બાસ્તે પાન, અતર રખના ચઇએ.
પાન સોપારીલવિંગ એલાયચી, મુખ ખાનુકા બીડા ચઇએ
એસી રંજમે બરોબર, દોનુકા જોડાં ચઇએ. ૧
બાર બરસ મેરા પીયાકી ઉમર, તેરા બરસ માસુક ચઇએઃ
જોડી મીલા દે પરભુકી કીરપા ચઇએ:
તુમકું ચઇએ લીપટકે સોના, મુજે મજા લુટા ચઇએ;
જાનીકે બાસ્તે બગીચુંમે જાના ચઇએ;
બીન દેખે નહી ચેન રેનકુ, જીગર કેસા કરનાં ચઇએ;
એસી રંજમે બરોબર, દોનુકા જોડા ચઇએ.
ઓર તમકુ ચઇએ માલ ખજાના, બેઠનેકા બંગલા ચઇએ;
ચલ ઉસપર પીયારી સેજપર, સેજ અતર રખનાં ચઇએ;

તુમાકુ સોવે ખસ ખસકા બંગલા, ખાખીકુ બીસ્તર ચઇએ;
અંમકુ પીયારી આસરા, તેરેબી રખનાં ચઇએ.
તેરે દીલમે જીકર લગાસો, ફીકર મુજે કરનાં ચઇએ;
એસી રંજમે બરોબર, દોનુંકા જોડા ચઇએ. ૩

ગુલ્નગીર ઉસ્તાદ હમારે, હરસે હેત રખનાં ચઇએ;
ગુરૂમાહારાજગીર કહેકલગીવાળા, તુજકુજવાબ દેનાં ચઇએ
કેસુવગીરકા ખિયાલ સભામાં, બાદીસે ભડનાં ચઇએ;
એસી રંજમે બરોબર, દોનુંકા જોડા ચઇએ. ૪

---

## લાવણી ૯ મી.

નેનનસે તલવાર ઝરી તેરે પલકનસે ચકમક જડી;
તન છાતી કેરી ઢાલ બાંધ ગોરી આશકસે લઢનેકુ ચલી;
ટેક.

સાત પાંચ હથિયાર બાંધ ગોરી લડનેકા સામન કીયા,
બીન દારૂ બીન ગોલી જામગીરી, આશકકુ ઘાયલ કિયા;
નેનનસે૦ ૧

દશ આંગળીએ મેંદી લગાઈ, ગોરી પીછલી રાત જબ રહી
આધી, ચંદ્ર બદનકા હુસેન દેખકર ખરરર બીજલી ટુટ પડી;
નેનનસે૦ ૨

દોનું બરજપર ખુશ રંગ બંગલા પ્રીતમને રસ લુટ લીયા;
ગોરે ગાલપર તીલ બીરાજે આશકકુ હેરાન કીયા;
નેનનસે૦ ૩

પર ઘર જિંબુ પકેસો પ્યારે, ઘરમે તેરા ક્યા બાંટા;

રસવાળા રસ ચાખ ગયા મુરખ ગલીયું ગલીયુંમે ફીરતા;
નેનનસે૦ ૪

---

## લાવણી ૧૦ મી.

( મેદીની. )

મેરી કોણ સોકન મેરે, પીયાકે નેનુંમે લઠ ગઈ
મે મર ગઈ ગોરે હાથુપર મેદી ચર ગઈ;
મેંનો ઇશિકકી મારી ગઈ, પ્રીતમ ઘર ચલકર આે બરકે;
સોલસો અબરંગ કરકર પ્રીતમ પ્યારેકુ દેખુગી.
નેનાંભરકર હજી લે ચલા; ઓ દશન પકડકર સારી રેન.
ઉને મુજે ભોગી, મેરા મન ભરકર અજી શો રહી; ગલેસે
લપટકર, ઇશિક મીસક કે કારણે; સખી સોઇતી બે ફામ,
ગોરે હાથોપર મેંદી ચર ગઈ. સખી બુરા હુવા હે કામ,
અજી મુજે જનમકી તોહોમત ચઢ ગઈ, મે મર ગઈ,
ગોરે હાથુપર મેંદી ચર ગઈ. ૧ ક્યા ખુબ મેંદી રચી,
ક્યાંહાં છુપાનાં, રંગ સરમાનાં, ઘર સાસ, નણંદ મા બહેના
પુછે તો જવાબ ક્યા દેનાં દો નેના મેતે કયા કયા કરૂં
રે બાહાનાં, ક્યા મુખ લે પ્રીતમ ઘરજાનાં, કુચ ખાનાં;
જીનેસે બેહેતર હે મરનાં, જાની જીગર કે વાસ્તે, મેં
જાતીથી નીમાસામ, પ્રીતમ પ્યારા પુછતા; તો સખી કી-

નકા લેતી નામ, મુજે ઇસકકી ધુની ચર ગઈ, મેં મર ગઈ; ગોરે હાથોપર મેંદી ચર ગઈ. ૨ કોઈ ચતરે સુગરે રંગરેજ બોલાવો સાહેલી, દેગે બાલી હાથોકી ઉતારે લાલી, મને રગરે દસ્ત મસ્ત ધોઈ ફોટ ગઈ કાલી; દેઉ ગાલી, એક એેશી જાઈ જંજાલી, એતા બુરા હુવા હે કામ, રહી બે ફામ, કોન ધર ઘાલી; ઓ વાલી, મેરેપર મુશીબત ડાલી, માલી ચલા બાગમે, સખી મંદી કરે પુકાર, ખોલી કલી ચુન લેવો, તુમ કરો હમારા બહાર, મેદી સુનતે સુનતેમે ચઢ ગઈ મેં મર ગઈ, ગોરે હાથો પર મેંદી ચર ગઈ. ૩ ગુરૂ સાહેલી એેગી કહે શુંદર લે સુનકરે, ઓ ગુણકરે; તેરા ડાગ મીટેગા યું કરે, રખ ઈમાનકી સાબુતી, ઓ મન ધર કરે; સાહેબ બંદગી કરકરે, કુછ દુનીયાંસે બી દરકરે, પાઈ આપણી મુરાદ ઓ જીગર, મીટ ગઈ ફીકરે; સાહેલીકુ દુવા કરકરે (ઝૂલ) આજા બખસજી યું કહે પ્યારી મતકરે માન ગુમાન: બીરબલ ગાશી યું કહે; જુવાની દો દીનકી મેજબાન મેંતા મોહોબતમેં મસ્તા હો ગઈ, મેં મર ગઈ, ગોરે હાથોપર મેંદી ચર ગઈ. ૪

---

## લાવણી ૧૧ મી.

( લેલાં મજનુની. )

દીલ પાક મોબત યારો તુમ રખના, ઈશ લેલાં ખાતરે મજ-

લુંરે દાવાના; એ બાળપણેમે લૈલાં મજલુંકુ, એ માબાપુને બેઠાય પઢનેકુ; એ કાજી મુલ્લા પઢાવતે ઉનકુ, એ લૈલાં મજલું દેખત આપશકુ; તુમ લૈલા ફકીરી હાલ ક્યાકરના, ઈશ લૈલાં ખાતર મજલુંરે દીવાના. ૧

એ બાળપણેમે લૈલાં મજલુંકી, એ ગાંઠા પડ ગઈ અગલેરે જનમકી; એ બેટી બેગમ લાલારે વજીરકી, ઉસ દેખત સુધબુધ ઉડ ગઈ મજલુંકી; તુમ લેના હાથમે તુંબા માગખાના. ઈસ લૈલાં ખાતર મજલુંરે દીવાના. ૨

એ હાય હાય કરતી લૈલાંરે પુકારે, મેરે મજલું દીવાને હો બેઠે ખ્યારે; ઊને જા જંગલમે બશાદીએ ડેરે, ઓ સબ દુનીયાસે હો બેઠે ન્યારે; મેં લીખ લીખ ભેજુ પરવાના, ઈશ લૈલાં ખાતર મજલુંરે દીવાના. ૩

ગુરૂ તુકનગીર મેરા અતીત શું બોલા, એ પાક ઈસકસે ઉતર ગયા ચેલા; એ પરસ રામસિંગ ગાત રંગીલા, કાંઈ કલગી વાલે કુ લગાવતા ટોલા; એ બાલાસિંગજી ગાવે મસ્તાને, ઈશ લૈલાં ખાતર મજલુંરે દીવાને. ૪

---

## લાવણી ૧૨ મી.

મરજીથી જદ મજાથી બીન મરજીકી મોહોબત ફીકી;
રંગમે ભંગ હો ગયા સજન એસી મજા નહી આનેકી; ટેક.

જદ દોનુકા દીલ મીલાથા મીઠાઇસે જાદે મોઠે; દીલકી અંદર દીલ પધરતા દોનુમે દાટમદાટે, કવલ બચન કહું કરે જી હમન બચનુંમે પડગએ જુઠે; નિંબ સરીએ કડવે હોગએ નિંબુસે જાદે ખટે, તુટા દીલ ફીર નહી મીલનેકા, પહીલી બાત નહી આનેકી, રંગમે ભંગ હો ગયા સજન ફીર એસી મજા નહી હોનેકી ૧. દીલ હમારા મુમ સરીખા તુમબી હમકુ ચાતેથે, મસ્તે સરાએ હમબી હોકર બોહોત દીનુંસે આતેથે; ખાતેથે પીતેથે દોનું એક જગામે રેહેતેથે, કયા મઝે સુખ ચેન ખુશીસે ગુજર ગયે કંઇ દીન રાતે; દેખે બીના જદ ચેન નહીથા એશી પ્રીતથી દોનુકી, રંગમે ભંગ હો ગયા સજન ફીર એશી મજે નહી હોનેકી. ૨ ગેર ખુશીકા ગામ બસાયા ઓ કદી નહી ઘટનેકા, તોડકર ફીર જોડે લગાવે એ સાંધા નહી ટીકનેકા; દીલકી અંદર લગા ભીલામા ધોનેસે નહી છુટનેકા, ઘાવ લગાસો અચ્છા હોતા ડાગ કદી નહી મીટનેકા, તુટા દીલ ફીર નહી મીલનેકા; પહીલા બાત નહી આનેકી, રંગમે ભંગ હો ગયા સજન ફીર એશી મઝા નહી આનેકી. ૩ જો કોઇ પેસેકી આસના બીપતકા કોઇ નહી સાથી, જો દેખો મતલબકા ગરજી દીલકા કોઇ નહી સંગાથી; રંડી હે પૈસેકી આસના પૈસે વાલેકુ ચાહાતી; દેખી હાથમે પૈસા નહી તો અબ કેહેતી મેં નહી રેહેતી; શાહઅલી ઘોંડી પુકર બોલે બડી પ્રીત હે પૈસેકી, રંગમે ભંગ હો ગયા સજન ફીર એશી મઝે નહી હોનેકી. ૪

